# પ્લેગનો ત્રાસ.

રચનાર,
વ્યાસ લીલાધર કલ્યાણજી.
અમદાવાદ.

પ્રસિદ્ધ કરનાર,
વ્યાસ લીલાધર કલ્યાણજી.
અમદાવાદ.

અમદાવાદ—પીરમશા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યો.



સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

કિમ્મત ૦-૧-૦.

મળવાનું ઠેકાણું—વ્યાસ લીલાધર કલ્યાણજી.
તાજપુર તાડની શેરી.
અમદાવાદ.

# પ્લેગનો ત્રાસ.

રાગ. દોહરો.

વ્યાપક છો તમે સરસ્વતિ, સકળ જગત તમ દાસ;
લીલા લક્ષ્મિવર તણી, લાભની રાખુ આશ. ૧
ધરજ્યો કરણુ તમો ધ્યાનથી, રમુ ચરણુની પાસ;
કર જોડી કરૂ વીનતી, લાવી માડી અવકાશ. ૨
નથી સમજતો મુરખો, જીભ્યાએ કરજો વાસ;
સમરૂ શીશ નમાવીને, શત્રુનો કરજ્યો નાશ. ૩

દોહરો.

ગાંડી આ ગુજરાતમાં, પાખંડી પુજાય;
સુઘડ નર ભુખે મરે, લબાડ લાડુ ખાય.

:રાગ. પાનીમેં ધુમચ્યા મચાયા.

હાય હાયરે પ્લેગે પોકાર પડાવ્યા,
એ પ્લેગે પોકાર પડાવ્યા;
બહુને હૈયાં કુટીને રડાવ્યા. રે હાય; હાયરે. ૧
રાજનગરમાં પ્લેગજી તો ધાયા,
એણુ ખરા જાણુ નાખ્યા પાયા;
શું કરે વેદ ડાકટર ડાહ્યા. રે હાય; હાયરે. ૨
ઓએ ઘરને પણુ અળગાં કીધાં,

બાળ બચ્ચાં પરદેશ કાઢી દીધાં;
રહેલાં તો કેટલાંક લીધાં. રે હાય; હાયરે. ૩

લોક શેહેર છોડી પરદેશ ચાલ્યા,
તોએ પ્લેગજી તો શેહેરમાં માલ્યા;
ઘણા ઘણાને ઝડપીને ઝાલ્યા. રે હાય; હાયરે. ૪

હાંરે ઘણા ઘણાની હાંમ તો ભાગી;
આવ્યો પ્લેગને જુઓ ભીખ માગી,
આવી વેળાઓ કયાં થકી જાગી. રે હાય; હાયરે. ૫

માણુસ રોગથી જરા નથી ગળતું,
વહાલાં હોય પણ મેલે ટળતું;
કોઈ ઉચકનારૂં ન મળતું. રે હાય; હાયરે. ૬

માઝનને દયા બહુ આવી,
મડદા માટે તો ગાડી બનાવી;
એતો લોકોને બહુ ગયું ફાવી. રે હાય; હાયરે. ૭

જુઓ પ્લેગે તો કેર ઘણો કીધો,
નાના મોટાનો અંત આણી દીધો;
નજરે પડયો કે તાવ ગાંઠયે લીધો. રે હાય; હાયરે. ૮

હાંરે કોઇનું કુળકુટંબ કાઢી દીધું,
કોઈનું મોસાળ ઉજડ કીધું;
દુષ્ટ પાપીએ ઝડપીને લીધું. રે હાય; હાયરે. ૯

સગા વ્હાલાંરનાએ કાગળ લખીઆ,
તેવું જાંણીને પ્લેગજી તો ધખીઆ;
તમને બન્નેને કરી નાખું દખીઆ. રે હાય; હાયરે. ૧૦
પ્લેગજી તો બેઠા બેઠા ચકીઆ,
કોપ કીધો ને ઝાઝા છકીઆ;
છોડી દયો ને તમે ગાદી તકીઆ. રે હાય; હાયરે. ૧૧
ઘર છોડીને ઝુંપડાંમાં મહાલ્યા,
કંઈક સગાં વાહાલાંને ત્યાં ચાલ્યાં;
આવું હું એ મેમાન કરી ઝાલ્યા. રે હાય; હાયરે. ૧૨
એવું જાંણીને પ્લેગજી તો ફાટયા,
ઘણા જનના ફરીને જીવ પાટયા;
કોઇને બાળ્યા ને કોઈને દાટયા. રે હાય; હાયરે. ૧૩
બાળ બચ્ચાં લેઇને બહાર ભટક્યા,
આવ્યો કાળ જાંણીને બધા છટકયા;
હાંમ દામ વીના કેટલાક લટક્યા. રે હાય; હાયરે. ૧૪
એ શું કરે બીચારા પ્લેગે ડરતા,
હોય પ્લેગ ત્યાં પગ નવ ઠરતા;
કાચા હૈયાના કચરઇ મરતા. રે હાય; હાયરે. ૧૫
વસ્તી નાઠી છે ઘેર દેઈ તાળાં,
લોકે ના જોયાં નાળાં કે જાળાં;
ઘણા મોઘાં વેચાય વસ્ત્ર કાળાં. રે હાય; હાયરે. ૧૬

કયાં જેએ એના હાથમાંથી છુટી,
જેણે હાંમ દામ મીલકત લુંટી;
સોએ જાંણ્યું આયુષદોરી ખુટી. રે હાય; હાયરે. ૧૭
તમે જુઓ કરમની આ કાંણી,
લાગુ રોગ થયે નવ પાય પાણી;
પ્લેગે ધાર્યું કર્યું છે ધુળધાણી. રે હાય; હાયરે. ૧૮
પ્લેગજીની બધે લાય લાગી,
આ તો ઓચીતાં દુ:ખ પીડા જાગી;
દુષ્ટ રોગે કરવા ધાર્યા ત્યાગી. રે હાય; હાયરે. ૧૯
પ્લેગે જોડ ચાંચડીયાને લીધા,
જરા ઝંપીને ઉંઘવા ના દીધા;
સુખ આરામ તો અળગા કીધા. રે હાય; હાયરે. ૨૦
દીવા થયા કે કામ એનું ચાલ્યું,
કોઇનું પેહરણુ પોતીયું ઝાલ્યું,
એણે કાયામાં ઘર જાંણે ઘાલ્યું. રે હાય; હાયરે. ૨૧
માતાજી તે કરે દશા રૂડી,
ઘણા પુરૂષે હાથે ઘાલી ચુડી;
પણ પ્લેગે દસા કરી ભુંડી. રે હાય; હાયરે. ૨૨
દયા કરો દયાળીરે દાતા,
આપો હવે સર્વેને સુખ સાતા;
સુખ મળે તે દુષ્ટ રોગ જાતા. રે હાય; હાયરે. ૨૩

પ્લેગે ઘણા ઘણાઓને સાયા,
કરો મેહેર દયાળી મંમાયા;
વ્યાશ લીલાધરે ગુણ ગાયારે; રે હાય; હાયરે. ૨૪

રાગ. ભરથરીનો.

પોકાર પડયો બધે પ્લેગનો.
કોપ કર્યો તેં અતી ઘણો, ધાર્યું કર્યું બધું ધુળજી;
શાંતી તો સંતાઇ કયાં ગઈ, જાગ્યું ઉપાધી મુળજી.પોકાર. ૧
ત્રાસ પડયો બધે દેશમાં, કર્યો કાળો તેં કેરજી;
અવધી આવી નહી ત્હાયરી, વાળી લીધું આ વેરજી.પોકાર. ૨
નાસે ત્રાસે ઘભરાઇને, કયાં આપણે જઈશું;
એમ પુછે અન્યો અન્યને, કયારે સુખીઆં થઈશું.પોકાર. ૩
પુન્ય પોહોચ્યું છે પાતાળમાં, વીચારી જુઓ આપજી;
વીરા વીચારી જો દલમાં, પ્લેગે મારી છે થાપજી.પોકાર. ૪
સત્ય કદી ચુકશો નહિ, સત્ય વડે સુખ થાયજી;
વ્યાસ લીલાધર ઓચરે, પુન્યથી સૌ દુઃખ જાયજી.પોકાર. ૫

રાગ. મારા મીત્ર દુઃખી નવ થાવું.

કેવો પ્લેગે કર્યો કાળો કેર, ભાઈ દુષ્ટ લેવા બેઠો વેર; ૧
એણે ઘણું દીધુ સૌને દુઃખ, પ્રાણી માત્રનું ઉડાડયું સુખ. ૨
લોકને તો પડયો ઘણો ત્રાસ, પુર બ્હાર પુર્યો જઇ વાસ; ૩
કોનો જીવ જરા નવ ઝંપે, પ્લેગ સાંભળી કાયા તો કંપે. ૪
તાવ ગાંઠયનો રોગ જો થાય, કોઇ જોવા જતાં ગભરાય; ૫

થાશે પ્લેગ પડે તેવી ફાળ, દુર ખસેડે ઘરનાં બાળ. ૬
બધે વાગી છે પ્લેગની હાક, ફરે પ્રજાપતીનોરે ચાક; ૭
જોયાં ઉંદરડાં તો મરતાં, જોયાં ખીશકોલાંએ ખરતાં. ૮
આશા બચવાની સૌયે ધારી, કો ઠેકાણે ન મળતી બ્હારી; ૯
કેટલાક નરે પેહેરી ચુડી, વારે આવશે માતાજી રૂડી. ૧૦
કરે હવન હોમ ને યજ્ઞ, થાય સર્વેનુ તો મન મગ્ન; ૧૧
પ્લેગ ત્રાસથી સૌ અકળાય, દયા લાવોને દ્વારીકાં રાય. ૧૨
પ્રભુ હવે તે શી ગતી થાશે, આવ્યું મોતને કેમ જીવાશે; ૧૩
સત્ય ચુકયે વીમાશણુ થાય, ગુણુ વ્યાસ લીલાધર ગાય. ૧૪

રાગ. મેઘાડંમર ગાજે.

ભાવે ભજો ભગવાનને, સુખ થાશે તે સારૂં. ૧
આનંદ વાધે અતી ઘણો, મન માને તે મારૂં: ૨
લક્ષ ચોરાશી તો ટાળશે, દુ:ખ સઘળાં જાશે. ૩
ભુધર ભાવટ ભાગશે, સુખ ઝાઝેરૂં થાશે. ૪
જગત રચ્યું તે જો જરી, એની ગતી છે કેવી. ૫
ફળ જળ આપ્યાં ભાવતાં, વનસ્પતી એ તેવી. ૬
સ્વાદ આપ્યા તેતો જોઇલે, જોને મન વીચારી. ૭
એવા હરીને તું ભુલીઓ, કયાં છે અક્કલ તારી. ૮
ગર્ભમાં તુજને જાળવ્યો, એવા ગરૂડા ગામી. ૯
લીલાધરે લક્ષ લીધો છે, વાહાલો અંતરજામી. ૧૦

---